નન્દ ટ્રેક્ટમાળા    ક્રમાંક ૫    કિંમત ૦-૦-૬



॥ ओ३म् ॥

# હિન્દુઓની સાથે વિશ્વાસઘાત

સત્યનો નિર્ણય કે



વાદવિવાદ-વિરોધ કરવા માટે (સત્યાર્થપ્રકાશ)

મહર્ષિ દયાનન્દ સરસ્વતી

: મૂળ લેખક :

ચંદ્રિકાપ્રસાદજી એલ. એમ. ઈ. એચ., પ્રતાપગઢ

પ્રકાશક: મું. ગુ. આ. પ્ર. સભા, આણંદ. સં. ૧૯૮૮

પ્રથમ આવૃત્તિ ]    [ પ્રત ૧૦૦૦



# નિવેદન —

સ્વામી ભજનાનંદજી, પૂર્વાશ્રમના એકનાથજી યેવલાનિવાસીને આર્યો સારી રીતે પીછાણે છે; તેઓ અત્યારે ૮૦ વર્ષની ઉંમરે પહોંચ્યા છે, પરંતુ વૈદિકધર્મ પ્રત્યેની ધગસ એક યુવાન કરતાં પણ વિશેષ ધરાવે છે. તેમણે ૪૦ વર્ષ સુધી સમાજની સેવા કરી છે, પોતાની પુત્રીઓને જ્ઞાતિની બહાર પરણાવી જ્ઞાતિનો અભેદ્ય કિલ્લો તોડવાનું પ્રથમ માન તેમણે મેળવેલું છે. તેઓ સમાજના સિદ્ધાંતો પ્રત્યે એવો પ્રેમ ધરાવેછે કે આટલી ઉમ્મરે પણ સિદ્ધાંત પ્રચારનું કામ કર્યા સિવાય તેમને શાન્તિ મળતી નથી. શ્રી. ગંગાપ્રસાદ ઉપાધ્યાય તરફથી વૈદિક ટ્રેકટમાલા હીંદીમાં પ્રસિદ્ધ થએલી છે; આ અને આવાં ટ્રેકટોનો જો બ્હોળો ફેલાવો કરવામાં આવે તો સ્થાયિરૂપમાં સારો પ્રચાર થઇ શકે. એહેતુ ધ્યાનમાં લઇને તેમણે આવાં ટ્રેકટો મરાઠીમાં શ્રી. ગંગાપ્રસાદનાં ટ્રેકટોનો અનુવાદ કરાવી પ્રસિદ્ધ કર્યાં છે. મરાઠીમાં આવાં ૧૬ ટ્રેકટો પ્રસિદ્ધ થઈ ચુકયાંછે અને હવે ગુજરાતીમાં એવાં ટ્રેકટો પ્રસિદ્ધ કરાવવા નિશ્ચય કર્યોછે. આ કાર્ય માટે એઓ પ્રતિનિધિનું કાર્યાલય શોધતા આણંદ આવી પહોંચ્યા અને તેમની ઇચ્છા અમોને પ્રદર્શિત કરી. પ્રતિનિધિસભાને તો દરેક વિભાગમાં કાર્ય કરનાર માણસ જોઇએ છીએ જેથી સ્વામીજીની આ અવૈતનિક સેવા ઘણા હર્ષથી સ્વીકારી છે. સ્વામીજીએ ટ્રેકટો પ્રસિદ્ધ કરવામાં ધનની સહાયતા કરવાનું સ્વીકાર્યું છે.

આવાં કાર્યને ઉત્તેજન મળે એવા હેતુથી સ્વામીજીની ઇચ્છા ન હોવા છતાં અમોએ આ ટ્રેકટમાળાનું નામ ભજનાનંદ ટ્રેકટમાળા રાખ્યું છે. જેનું આ ૫મું પુષ્પ છે. આશા છે કે આર્યો તરફથી તેનો સારો સત્કાર થશે. આ જરાવસ્થાના કિનારે પહોંચેલા સાધુપુરુષે ઓછામાં ઓછાં આવાં સો ટ્રેકટો પ્રસિદ્ધ કર્યા સિવાય નહિ મરવાનો નિશ્ચય કર્યો છે. અમો આ વૃદ્ધ સંન્યાસીના ઉત્સાહ માટે તેમને અભિનંદન આપીએ છીએ અને સર્વ સમાજોના મંત્રી મહાશયોને વિનવીએ છીએ કે આવાં ટ્રેકટો તેઓ પોતાની સમાજમાં મંગાવી તેનો બહોળો ફેલાવો કરે.

આણંદ
તા. ૨૫ : ૧૧ : ૩૧

બાપુભાઇ કુ. પટેલ,
ઉપમંત્રી, પ્રતિનિધિ સભા

॥ ओ३म् ॥

# હિન્દુઓની સાથે વિશ્વાસઘાત

(લે. શ્રી. ચંદ્રિકાપ્રસાદજી, એલ. એમ. ઇ. એચ., પ્રતાપગઢ)

અરે! આ કેવું દશ્ય છે? ધર્મને સ્થળે અધર્મ, પુણ્ય અને સત્કર્મોને સ્થળે પાપાચાર, સદાચારને સ્થળે દુરાચાર, જ્ઞાનને સ્થળે મૂર્ખતા (અજ્ઞાનતા), સચ્ચાઇને સ્થળે કપટ, પ્રેમ અને સમાજસંગઠનને સ્થળે દ્વેષ અને કંકાસ! હા ભારત! તને કેવા કેવા ભયંકર રોગોએ વીંટી (ઘેરી) લીધો છે! જે જ્ઞાતિમાં કોઇ વખત વ્યાસ જેવા ઋષિઓ એક ઈશ્વરપૂજા જ કરવી એવો વેદોક્ત ઉપદેશ સંભળાવતા હોય, જે જ્ઞાતિમાં રામ અને જનક જેવા સાચા ઈશ્વરભક્ત થયા, આજે તે જ જ્ઞાતિમાં એક બાજુથી 'અહં બ્રહ્મ'ના ધ્વનિ અને બીજી બાજુથી 'નાસ્તિકતા'નો આલાપ કાનોએ નિરંતર અથડાઈ રહ્યો છે. કોઈ જગ્યાએ વિવાદ ચાલી રહ્યો છે કે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણેમાં કોણ મોટો અને કોણ નાનો, અને આ લોકોના ધર્મપન્થીઓની શકિતઓ એકબીજાથી કેટલી બધી ચઢસા-ચઢસી કરી રહી છે. કોઇ જગ્યાએ લોકો, પશુઓ, અને પક્ષીઓ, પર્વતો અને ચોરાઓ પર માથું ઘસી રહ્યાં છે. (અર્થાત્ તેની પૂજા કરે છે.) હા! ૩૩ કરોડ દેવતાઓને માનવા વાળી જાતિ! આજે વિધર્મીઓનાં તાબૂતો, ફકીરો અને કબરો પર ભકિતભાવથી રેવડી-

ઓ માગતી ફરે છે. ભોળી-ભાળી અને અજાણ સ્ત્રીઓ પોતાના માંદા બાળકનો ઇલાજ ન કરતાં, મુસલમાનો પાસે બાધા રખાવતી ફરે છે. મુસલમાનો આ મૂર્ખ અને અજ્ઞાન સ્ત્રીઓને ઠગે છે ને સમય સાધી ઉપાડી લઇ જાય છે.

જે પુણ્યમય સ્થળે વિદ્વાન બ્રહ્મજ્ઞાતા ઋષિમુનિઓ યજ્ઞો અને અગ્નિહોત્રથી આર્યાવર્તને સ્વર્ગતમ કરતા હતા, આજે તે જ આળસુ, મૂર્ખ, પાખંડી અને સંન્યાસી થઇને વ્યભિચાર, ગાંજા અને ચરસ આદિનો પ્રચાર કરી દીન ભારતને નેસ્તનાબુદ કરવા પ્રયત્ન કરી રહ્યા છે. જે દેવસ્થાનોમાં મહાત્માઓના ઉપદેશ અને ધર્મ-કાર્યો થતાં હતાં; તે જ આર્યાવર્તમાં આજે તે જ દેવ-મંદિરોમાં કુકર્મિઓ વ્યભિચાર અને દુરાચાર કરી રહ્યા છે. અહિંસાવ્રતધારી શ્રીકૃષ્ણ ભગવાનનું પુણ્યનામ રટન કરવા વાળી જાતિ આજે બિચારી ગરીબડી ગાયોને કસાઇઓના હાથે વેચી પોતાનું પેટ ભરે છે. આજે તે જ જ્ઞાતિ દરરોજ હજારો ગાય, ભેંસ અને બકરી-ઓના લોહીની નદીઓ વહેવડાવી રહી છે. દીન ભારત! તારામાં ભયંકર ફેરફાર થઇ ગયો! જ્યાં વિદ્યા અને પૈસો પેદા કરી લોકો પરોપકાર કરતા હતા, ત્યાં આજે પૈસા અને વિદ્યાથી બીજા ભોળા-ભાળા લોકોને ઠગવા અને બેહાલ કરવામાં તેઓ મથી રહ્યા છે. આજે વિદ્યાના અધિકારીઓ ચોરી, લુંટફાટ અને દુરાચાર માટે સારાં સારાં મુહૂર્તો અને મંત્રજંત્રના જાપો બતાવી રહ્યા છે.

તમાકુ, ગાંજો, ચરસ, દારૂ, તાડી અને માંસના દોષોને સંસ્કૃતના શ્લોકોથી ઢાંકી દેવા મથે છે.

સીતા અને સરસ્વતી જેવી વિદ્વાન અને વિદુષી સ્ત્રીઓનું નિત્ય સ્મરણ કરવા વાળી જાતિએ આજે પોતાના સમાજનું મસ્તક ઉંચું કરવા વાળી યુવતિઓને વિદ્યાલાભથી વંચીત કરી, તેઓને પણ પશુ સંજ્ઞામાં ભેળવી દીધી છે. બાળલલનાઓને, નિર્બળ-અશકત બાળકો અને નાની નાની બાલિકાઓને ચંચળમન ડોસાઓ અને રંડુઆઓને હાથે પશુ તરીકે વેચવામાં આવે છે. હા ! આજે આ જ્ઞાતિમાં નાનાં નાનાં બાળકો અને નાની નાની બાલિકાઓ ગૃહસ્થાશ્રમને કલંકિત કરી રહી છે. આજકાલ લગભગ ૨૬૪૨૧૨૬૨ વિધવાઓ પોતાને માથે બટ્ટો લગાવી રહી છે. એક એક વર્ષની બાલિકાઓ વૈધવ્યના ભયંકર અગ્નિમાં પોતાનો નાશ કરી રહી છે. આજ વિધવાઓ મુસલમાનોના ફોસલાવવાથી ઘરબાર છોડી નાસી જાય છે. નાસી પણ કેમ ન જાય ? જ્યારે તમે તેણીઓને સમાન નીતિથી નિહાળતા નથી ત્યારે જ તેઓ ઝટ ઇસાઈ અથવા મુસલમાન બની જાય છે; કેમકે ત્યાં તેમનો આદર જ છે. તેણીઓના રક્ષણ માટે વિધવા આશ્રમ ખોલવા જોઈએ, અને બાલવિધવાઓનો વિવાહ તો જરૂર કરવો જ જોઇએ.

જે જ્ઞાતિ એક વખત સમસ્ત ભૂમંડળની ગુરુ હતી, તે જ આ કલિયુગમાં અંધકાર, અજ્ઞાન અને અંધ-

વિશ્વાસની પરંપરાઓમાં મરી રહી છે. જે જ્ઞાતિની વિદ્યા અને કળા એક વખત ઉન્નતિના ઉચ્ચ શિખરે પહોંચી હતી તે જ બિચારી આજે દિવાસળી અને સોયો માટે બીજાનું મોં ચાટે છે (તાકે છે). હા ! જે જ્ઞાતિમાં શક્તિશાળી પુરુષો નિર્બળોની રક્ષા કરતા હતા, તે જ સશકત સબ્સો આજે નિર્બળોનું લોહી ચુસી ચુસી આનંદ મનાવે છે. જે ભારતભૂમિમાં શબરી જેવી ભીલડીઓ તપશ્ચર્યા કરી ચૂકી હોય અને જાબાલિ આદિ ઋષિપદને મેળવી ચુકયા હોય, તે જ ભારતમાં આજે શૂદ્રોને તેઓના અધિકારથી વંચિત કરી ભગવાન રામના શરણથી પણ તેઓને ચ્યુત કરી પોતાની મેળે ઈસુ અને મહંમદની ભેટ કરી, પાછળથી 'હાય દાદા' 'હાય ગોમાતા' પૂકારી પૂકારીને માથું કૂટે છે. જે જ્ઞાતિમાં હરિશ્ચંદ્ર જેવા વીર દાની હતા, જે જ્ઞાતિ સમડી અને કાગડા શુદ્ધાંને પણ પ્રેમથી ખાણું આપતી હતી, તે જ આજે પોતાનાં અનાથ બાળકોને પુરું ધવરાવી શકતી નથી. આજે તે નિર્દયી-નિર્લજ થઈ તે અનાથ બાળકોને વિધર્મીઓને સોંપે છે. શું આ લજ્જાજનક વાર્તા નથી કે ? આપણે અનાથોની રક્ષા ન કરી શકીએ અને તેઓની રક્ષા ઇસાઇ અને મુસલમાનો પાસે કરાવીએ ? હજારો શિખાસૂત્રધારીઓ પોતાના પવિત્ર ધર્મને તિલાંજલી આપી ઈસુ અને મહંમદની ગોદમાં ચાલ્યા જાય છે, અને જે બાકી રહ્યા તેઓ પશ્ચિમી સભ્યતાનો ભપકો જોઇ તેમાં રંગાઇ ગયા છે.

ભગવન્! શું ઋષિમુનિઓની સંતતિ ઈતર જ્ઞાતિઓ-ની માફક મેદની પરથી અલોપ થવા માગે છે! અમે રામ નામનું રટણ કરવા વાળી જાતિ! પોતાની આ દુર્દશા અને અધોગતિને જોઇ તારી આંખોમાંથી નદીની ધારા ન નીકળે તો અમારૂં હૃદય આ કહેતાં અચકાઇ નથી શકતું, કે તારી નસોમાં તારા વીર પૂર્વજોનું લોહી જ નથી. ભલા એવો કોણ ભારતમૈયાનો લાલ નહિ હોય કે જે આવી દશાને નિહાળી એવું ઇચ્છતો હોય કે કોઇ અમારી આવી કુપ્રથાઓ અને કુરીતિઓને હટાવી અમને ધર્મ માર્ગ પર ચઢાવે. આ બધાનો અમે અનુભવ કરીએ છીએ; પણ કોઇમાં આટલી વિદ્યા, આટલું આત્મબળ નથી કે તે હરપ્રકારે નષ્ટભ્રષ્ટ થઈ જાતિની બગડેલી દશાને સુધારવા સાહસ કરે! અમે તો સ્વાર્થમાં ફસાએલા હામાં હા કરવા ખુશામદ, અને દૂરથી વાંદરાની માફક ઠોંસ મારવા વાળા, લાભની ખાતર આત્મ-ઘાત કરવા વાળા અને પોતાના નામ અને પ્રશંસાના શ્રવણપ્રિય છીએ. આ સુધારો કરવાનું કામ હમારા જેવાનું નથી. આ કાર્ય તો કોઇ એક બાલબ્રહ્મચારી સત્યવ્રતધારી, મહાજ્ઞાનિ, અદ્વિતીય વેદવેત્તા, ધર્મના નેતા ઈશ્વરના પૂર્ણ વિશ્વાસી અને સાચા તપસ્વીનું છે. જે સુખ-દુઃખ, નિન્દા–સ્તુતિ, માન–અપમાન, પ્રતિષ્ઠા કે તિરસ્કાર કોઇ પણ તરફ ધ્યાન ન આપી પરોપકારાર્થે સર્વસ્વની તિલાંજલિ આપી દે. ઋષિ દયાનંદના નામથી આજે સંસારમાં કોણ અજાણ્યો છે. ઇશ્વરના સાચા ભક્ત

બ્રહ્મચારી ઋષિએ બાલ્યાવસ્થાથી મૃત્યુ પર્યંત જો કંઇ ચિન્તન કર્યું હોય તો તે એક પ્રાણીમાત્રના ઉદ્ધારનું, પોતાની જાતિના સુધારનું અને ભારતના ઉદ્ધારનું. બસ આ ધૂનમાં રૂષિએ મોટાં મોટાં કષ્ટો સહ્યાં. પહાડ, જંગલો ને નદી–નાળાં સામે સાહસ ખેડ્યાં, શરદી, ગરમી અને સુખદુઃખ વેઠયાં. અથાગ પરિશ્રમો કર્યા, સહસ્ર ગ્રંથોનું મનન કર્યું, અને મોટી મોટી તપશ્ચર્યા કરી, આખરે તેમને ઈશ્વિરીય જ્ઞાનના ભંડાર વેદોની અમૃતમય બુટી દ્વારા શાન્તિ પ્રાપ્ત થઈ. આ અમોઘ સંજીવની બુટીને લઇ રૂષિ સંસારના પ્રાણીમાત્રને અમૃતપાન કરાવવા આવ્યા. વેદોનાં રહસ્યોને જાણી રૂષિએ પોતાની સિંહગર્જનાથી ગાઢ નિદ્રામાં સૂતેલી જાતિને જગાડી દીધી.

જ્યારે હમે પશ્ચિમી સભ્યતાની છેલ–છબીલીમાં રંગાઇ મોટા થઈ રહ્યા હતા; ત્યારે અમને લોકો ઉપદેશ આપતા હતા કે હમારા પૂર્વજો દારૂ–તાડી પીતા હતા, જુગાર રમવા વાળા હતા અને અમારા વેદ તો ભરવાડોનાં ગીતો છે. ત્યારે રૂષિએ આવીને કહ્યું કે નહિ, અમારા વેદ સંસારની સમસ્ત વિદ્યાના ભંડાર અને ઇશ્વરીય જ્ઞાનયુક્ત છે. અમે રૂષિમુનિઓની સંતતિ છીએ. અમારા રામ અને સીતા જેવા મહાન આત્માઓ, કૃષ્ણ અને હરિશ્ચંદ્ર જેવી મોટી વિભૂતિઓ સંસારની કોઇ પણ જાતિએ અત્યાર સુધી પેદા કરી નથી. તેવી જ રીતે રૂષિએ જણાવી દીધું કે પ્રાચીન કાળ એ

ગૌરવશાળી કાળ હતો. રૂષિએ અમારાં મુખ-કમલોને પશ્ચિમથી પૂર્વની તરફ કરી દીધાં. આજે અમને વેદો માટે હૃદયમાં શ્રદ્ધા ઉત્પન્ન થઇ ગઇ છે. આજે અમારામાં આત્મસમ્માનનો ભાવ જાગ્રત થઈ ગયો છે. રૂષિ દયાનંદે બતાવ્યું કે વેદોના પઠન-પાઠનના બંધ થવાથી તથા તેની વ્યાખ્યાની શુદ્ધ પ્રણાલીના નાશ પામવાથી ભારતમાં આ અંધકાર છવાઈ ગયો. આ ઇશ્વરીય વેદોની વાણી મનુષ્યમાત્ર માટે કલ્યાણકારી છે. તેનો પ્રચાર કરો, તેની શિક્ષા સમસ્ત ભૂમંડળમાં ફેલાવો, બાલક-બાલિકાઓને બ્રહ્મચર્ય ધારણ કરાવવા ગુરુકુલોમાં મોકલો. એક ઇશ્વરની જ પૂજા કરો. પોતાની જાતિયતા તથા સંગઠન માટે એક પોતાની જ લિપિ દેવનાગરીનો પ્રચાર કરો. પોતાના સાહિત્ય અને ઈતિહાસનો રક્ષા કરો. બસ આનાથી જ અશાંતિ અને અંધકારનો નાશ અને આનંદ તથા સત્યતાનો પ્રકાશ થશે. આ જ તમારી માનસિક, શારીરિક, સામાજિક તથા સર્વ પ્રકારની ઉન્નતિનો મૂળ મંત્ર છે. આ બાળવિવાહ બંધ થઈ વૈધવ્યનું દુઃખ દૂર થશે. એટલુંજ નહિ પણ રૂષિએ તો વેદોથી બાલવિધવાવિવાહ સિદ્ધ કરી અબલાઓના વિયોગના ધગધગતા અગ્નિમાં તપતા ભારત ઉપર શાન્તિરૂપી પાણી છાંટયું; અથવા 'શુદ્ધિ'ને સિદ્ધ કરી રામના ભકતોની સંખ્યામાં વધારો કર્યો. પંડા, પૂજારી, સાધુ, મઠધારી નવા મતમતાંતરો ઉભા કરી (ખોલી) અને તેના ગુરુ થઈ ધુતવાવાળાઓની પોલ ખોલી, અને વેશ્યા-

નાચ, મદિરાપાન, આદિ દુર્વ્યસનોમાં વ્યર્થ પૈસા ખર્ચવાનો પ્રતિબંધ કરી, ગાયો અને અનાથોની રક્ષામાં વિદ્યા અથવા ધર્મપ્રચારમાં તન, મન અને ધનને અર્પણ કરતાં શીખવાડયું. રૂષિએ અંગારાને અંગારો ને રાખને રાખ કહેતાં શીખવાડયું; અર્થાત્ યથાર્થ સત્ય બોલતાં શીખવાડયું. બ્રાહ્મણથી લઇ શુદ્ર અને વિધર્મીઓ સુદ્ધાંનાં લક્ષણ વેદોમાં દર્શાવી માણુસને પારખવાની કસોટી અમને બતાવી આપી. રૂષિએ અમને પોતાના સાચા હિતૈષી અને દંભી-સ્વાર્થીને ઓળખી લેવાનો અવસર આપ્યો. અહા! લોકો પોતાના હિતાહિતને સમજવા લાગ્યા. સત્યનો પ્રકાશ થતાં જ સ્વાર્થીઓ અને પાખંડીઓ ગભરાવા લાગ્યા. તેઓએ જાણ્યું કે જો સત્યનો પ્રચાર અને વિદ્યાનો વિસ્તાર આવી જ રીતે સતત ચાલુ જ રહ્યો તો અમારા મનોરથ સફળ નિવડશે નહિ. ચારે બાજુથી રૂષિની વિરૂદ્ધ સ્વાર્થીઓએ બબડવાનું શરૂ કર્યું. તેમને ક્રિશ્ચનોનો દુત જાહેર કર્યો. નાસ્તિક કહ્યા, ગાળો બોલવા વાળા ધૂર્ત કહ્યા. હા! આજે કેટલાક સજ્જ્નો કહે છે કે દયાનંદે અમારા દેવી-દેવતાઓની નિન્દા કરી, તેમની પૂજા છોડાવી દીધી, અમારી જાતપાતની રચી રચાએલી લીંટી ભૂંસી કાઢી, અમારી સ્ત્રીઓના કોમળ હૃદયમાં મિથ્યાધિકારનું બીજારોપણ કરી, અમારા ઘરોની શાન્તિમાં ખલેલ કરી, પિતરોના સન્માન તથા તીર્થ-યાત્રાના લાભથી અમને વંચિત કર્યા. અરે, રૂષિએ તો બહુ ઉથલપાથલ કરી દીધી.

પણ અય! હિન્દુ જાતિ! જરા વિચારી તો જો! નિ:સંદેહ રૂષિ દયાનંદે તારાથી એક નહિ પણ ૩૩ કરોડ દેવી-દેવતાઓની પૂજા છોડાવડાવી; પણ શું એક અપાર, અનન્ત બ્રહ્મ ભક્તિનો પાઠ નહિ ભણાવ્યો, શું વેદોક્ત સંધ્યાવંદન, હવન યજ્ઞાદિનો મહિમા નથી બતાવ્યો? નિ:સંદેહ તેમણે જાતપાત તોડી; પણ તે જાતપાત તો વ્યભિચારને કારણે આપોઆપ જ નિર્મૂળ થઇ ગઇ છે. એની જગ્યાએ ગુણ, કર્મ, સ્વભાવાનુસાર વૈદિક વર્ણવ્યવસ્થાનું ભાન કરાવી કચરોપચરો તથા સ્વાર્થી અભિમાનીઓને દૂર કરી ઉંચા પદમાં સુયોગ્ય તથા દેશભક્તોને નીમવાનો અવસર આપી, શું અભ્યુદયનો માર્ગ સાફ નહિ કર્યો? સ્ત્રીજાતિને પોતાના સ્વત્વનો અધિકાર આપી રૂષિએ તેમને જ્ઞાન આપ્યું. પણ તે શા માટે? જેથી કે તેણીઓ એવી યોગ્યાઓ બની શકે, કે જે અમારા પ્રત્યેક કાર્યમાં અમારી સહાયિકા બની શકે. નહિ કે એને માટે અમારી ગૃહશાન્તિનો નાશ કરે. મુએલા પિતરોનું શ્રાદ્ધ કરવાનું તો તેમણે છોડાવ્યું; પણ સાથે સાથે જીવિત માતા વિના શ્રેષ્ઠ સાધુ સંન્યાસી મહાત્માઓની સાચી ફળદાયક પૂજા તરફ શું અમારૂં ધ્યાન બળપૂર્વક આકર્ષિત ન કર્યું? પણ હાં, હે પ્યારી જાતિ! તું ઋષિના આ ઉપકારને બદલે તેને ખરાબ કહે છે. ઓ હિંદુ જાતિ, શું આવી જ રીતે તું મોટા સુધારક પુરૂષનું માન કરવાનું શીખી છે?

વિચાર તો કર! તને મૂર્તિપૂજા બંધ કરવાની

આવશ્યકતા નથી, અને જો તને એ વેદાનુકૂળ લાગતી ન હોય તો ભલે ન હો; પણ દેવસ્થાનોમાં જે વ્યભિચાર અને અસભ્ય પંડા-પુજારી સાધુ અને ગુરુઘંટાઓ દ્વારા જે અનર્થ થઇ રહ્યો છે અથવા તાબુત તથા કબરો પર રામ નામને રટણુ કરવા જે જાતિ રેવડીઓ માગતી ફરે છે તેને તો અટકાવવાની આવશ્યકતા છે કે આ તો વેદાનુકૂળ નથી. તો આને અટકાવવા પ્રયત્ન કેમ કરતી નથી? અગર આર્ય શબ્દ વિરુદ્ધ નથી તો તું આ શ્રેષ્ઠ નામનો કેમ સ્વીકાર કરતી નથી. જો તને વિધવા-વિવાહ ખરાબ લાગે છે તો બાળવિવાહ, બેજોડ વિવાહ અને વિધવાઓના વ્યભિચાર, અને ગર્ભપતન આ બધું તને કેવી રીતે સારૂં લાગે છે? અગર મૃતક શ્રાદ્ધનું ખંડન તને દુઃખદાયી માલમ પડે છે, તો પુરાણોની વિધિનો વિરોધ, અને શ્રાદ્ધોમાં થવા વાળું પાખંડ તને કેવી રીતે રુચે છે? જો તને બીજાંઓને દાન આપવું સારૂં લાગે છે, તો અનાથો, વિધવાઓ, ગાયો આદિની રક્ષા, સહાયતા અને દેશહિતનાં કાર્યો માટે દાન આપવું તને કેમ ખચકે છે?

સજ્જનો! સત્ય તો એ છે કે ઋષિનો ઉદ્દેશ કોઇનું દિલ દુખવવા માટે હતો જ નહિ. પણ શું કરીએ, દુર્વ્યસનોમાં ફસાયલા લોકોને વગર દોષ દર્શાવ્યે કેવી રીતે વ્યસનોથી દૂર કરાય. અગર ધર્માત્મા ઋષિ દયાનંદ ધર્મરૂપી પાચ પડેલા ચાંદામાં નસ્તર ન મૂકત, ખંડનદ્વારા બધાના નાકોના ચાંદાને દુઃખાવત તો પાંચ પાંચ સહસ્ર વર્ષોથી સૂતેલી જાતિ

શું પોતડી ખંખેરી આટલી ત્વરાથી જાગી જાત ?"
આ તેજ મહર્ષિનો પ્રતાપ છે કે લોકો ધર્મ શું છે
તેને જોવા માટે યત્ન કરી રહ્યા છે. આ તેમનો જ
છે કે લોકો પોતાના ગ્રંથોમાંથી કચરાની વીણાવીણીમાં
લાગ્યા છે.

ઋષિનો ચાબુક ન વાગત તો શું આ ધર્મસભાઓ
નજરે પડત. પણ હા દુર્ભાગ્ય ! લોકો ચેત્યા તે પણ તે
અત્યાચાર અને સ્વાર્થસિદ્ધિ માટે જેનાથી બચાવવા
માટે ઋષિએ આટઆટલાં દુઃખો સહ્યાં. આજે લોકો
દયાનંદને અપશબ્દ કહેવામાં, ઋષિના સ્થાપિત આર્ય-
સમાજ જેવા હિતૈષી સેવકને ખોટું ખરૂં સંભળાવવામાં,
તેના શુભ કાર્યોમાં કાંટો રોપવામાં તે લોકો આનંદ
મનાવી રહ્યા છે. ભારતવર્ષમાં કેટલી પ્રથાઓ પ્રચલિત
છે, કેવી ઘૃણિત કુરીતિઓની પ્રથા ચાલી રહી છે.
સમય હતો કે તેના નિવારણાર્થ બળ અને પૈસો ખર્ચ-
વામાં આવે, પણ નહિ હિંદુજાતિ ! તારા ગુરુઘંટાલોની
વિદ્યા અને બળનો ધર્મનો અખાડો રચી તને ઠગવા
માટે છે. તારા વિદ્વાન સત્ય તો જાણે છે કે ખરૂં શું
છે. મનથી માને છે; પણ હા ! 'સ્વાર્થ અને અભિમાન'ને
વશ થઇ પૈસો મેળવવા અને પ્રશંસાનાં ગીત સાંભ-
ળવાની ધૂનમાં તારા ચિત્તને પ્રસન્ન રાખવા માટે તારામાં
હામાં હા પૂરાવી પોતાનો સ્વાર્થ સિદ્ધ કરી રહ્યા છે.
જાપ અને પાઠ કરવાના આશ્રયે રહી, મહારાજ કળિયુગની
દુહાઈ આપે ! તે પણ નહિ, પણ જ્યાં ચારો વધારે

મળ્યો ત્યાં જઈ ઝટ હાથ માર્યો ! આ છે તારા ગુરુઘંટાલો. આ જ લોકો પહેલાં આર્યોના વેદ, સ્ત્રીશિક્ષા, સંધ્યાહવન, શુદ્ધિ, બાળવિવાહ અને બ્રહ્મચર્યના પ્રચાર પર હસતા હતા. પણ જ્યારે જોયું કે આ લોકોની સચ્ચાઈ તને ગમી અને તું આર્યોથી સહમત થઈ, ઝટ ગુરુઘંટાલોએ વિરોધ છોડી તેનાં ગીત ગાવાનું શરૂં કર્યું ! અરે ! હિંદુજાતિ તું જેના હાથમાં ઢીંગલી બની રહી છે તે તને અંધકારમાં રાખી તારાથી ફાયદો ઉઠાવી રહ્યા છે. તને યથાર્થ ભાન કરાવવામાં આવતું નથી; પણ તારી સાથે વાક્છળ કરવામાં આવે છે. જો ! તારી સાથે વિશ્વાસ કરવામાં આવે છે, " જે અમારા દોષોનું અમને સ્પષ્ટ દિગ્દર્શન કરાવી દે તેજ અમારો સાચો મિત્ર છે." આ સિધ્ધાંતને સામે રાખી ઋષિના ઉપદેશોને સાંભળ ને તેમના ગ્રંથોનું અધ્યયન કર. એકાન્તમાં બેસી દેશની આધુનિક દશા પર થોડું તો રડ. ત્યારે મહર્ષિ દયાનંદ અને આર્યસમાજના ઉદ્દેશોને તું સમજીશ. સંસારની નાની નાની જાતિઓ પોતાનાં બલિદાન કરવાવાળાઓના પ્રતાપથી ઉન્નતિના ઉચ્ચ શિખર પર પહોંચી ગઇ. પણ અય હિંદુજાતિ! તારા વિશ્વાસઘાતી ગુરુઘંટાલોએ તને હજારો વાર ઉઠવાથી રોકી; પણ આ વખતે જોઇલે. અગર આ વખતે તું મહર્ષિ દયાનંદના બતાવેલા ઉન્નતિ પથ પર ન ચાલી તો તારૂં પણ નામ આ દુનિયામાં સ્મર્તવ્ય શેષ થઈ જશે. ૩૩ કરોડથી ઘટતી ઘટતી હાલ તો ૨૦ કરોડ પણ કયાં બાકી રહી છે, અને જે બાકી છે તેને

હડપવા, એક બાજુ પશ્ચિમી સભ્યતા અને ઈસુ મહંમદની મુક્તિસેના છે તો બીજી બાજુ ઘરની વિશ્વાસઘાતી ધૂર્તમંડળીઓ અને અનેક કુપ્રથાઓ તથા કુરિવાજો! હે પ્યારી હિંદુજાતિ જરા ચેત તો ખરી! નહિ તો તું આમાં કચરાઈ મરીશ. વિશ્વાસઘાતને ઓળખ. દેશની દુર્દશાનાં કારણો અને તેના નિવારણાર્થ સાધનોને વિચાર અને આના પર સડાસટ માળાઓ ફેરવ. ઋષિ નિર્મિત વૈદિક ધર્મનું શરણ લે, અને પોતાના હિતૈષી આર્યસમાજનાં કાર્યોમાં સહાયતા કર. જો, તે તારી કુરીતિઓનું મૂળ ઉખેડવા અને ભલાઈનાં બી રોપવામાં પોતાનું તન, મન અને ધન અર્પણ કરી રહ્યો છે. દરરોજ અનેક ગુરુકુલ, પાઠશાળા, ગૌશાળા, અનાથાલય, વિધવાશ્રમ આદિની સ્થાપના કરે છે. વેદ, સંધ્યાહવન વગેરે પંચયજ્ઞ, વૈદિક સંસ્કાર, શુદ્ધિ, એકતા, એકલિપિ આદિનો આર્યસમાજ પ્રચાર કરે છે. આર્ય-સમાજના કાર્યોમાં સહાયતા કર. આમાં જ તારૂં કલ્યાણ છે.

હે હિંદુજાતિ! તારા ઉપર ચારે બાજુએથી આપદાઓ આવી રહી છે. મુસલમાનો અને ઈસાઇઓ તને હડપવા માટે વિચાર બાંધી રહ્યા છે. હજી પણ ચેત; નહિ તો વૈદિક પ્રાચીન સભ્યતા, નહિ નહિ આર્યસભ્યતા આ પૃથ્વી ઉપરથી નેસ્તનાબુદ થઇ જશે. હિંદુજાતિની અવનતિ થતાં હજારો વર્ષો વીતી ગયાં; પણ ઘરેલૂ લડાઇ-ટંટો હજી સુધી ચાલુ જ છે. તેં મળીને કામ

કરતાં શીખવ્યું નથી, તારા ઘરેલૂ ઝઘડાઓ તને આપસમાં મળવા દેતા નથી, અને આનો લાભ તારા શત્રુઓ ઉઠાવે છે. આ પરસ્પર કલહ કરવાનો વખત નથી. આ વખત બધાએ મળીને પોતાની જાતિને ઉન્નત કરવાનો છે. અમારે સંગઠન કરવું પડશે, અને સંગઠન હિંદુજાતિના જુદા થએલા કકડાઓનું થશે! શીખ, જૈન, બૌદ્ધ, પારસી, આર્યસમાજી તથા સનાતન-ધર્મીઓનું. એ બધા ય હિંદુ જાતિના જ ભાગ છે. અમારે થોડા વખત માટે બધા ભેદભાવને ભૂલી જવું જોઇએ અને જાતિની રક્ષા કરવી જોઇએ. આપસમાં લડવાનો વખત ત્યારે જ થાય છે કે જ્યારે કોઇ શત્રુનો ડર હોય

હિંદુજાતિ! ભૂલ ન કર અને પોતાના હિતૈષીને ઓળખ. અર્યસમાજ જ તારૂં કલ્યાણ કરવા વાળો છે. તેનાથી હળીમળીને કામ કર અને તેને દ્વેષની દૃષ્ટિથી ન જો. આર્યસમાજનો જન્મ હિંદુજાતિની રક્ષા કરવા અને ભારતવર્ષની પ્રાચીન આર્યસભ્યતાને સ્થિર કરવા તથા સ્થાપિત કરવા માટે થયો છે. ઋષિ દયાનંદને વૈદિક સભ્યતાથી વધારે પ્યારી સભ્યતા કોઈ પણ ન હતી. તે વૈદિક સભ્યતા જ પ્રાચીન હિંદુ સભ્યાતા હતી, જેનાથી સર્વ હિંદુઓને આટલો ગર્વ છે. ઇતિ.

---

રામજી પુંજા 'આર્યપ્રકાશ' પ્રેસ, સ્ટેશન રોડ, આણંદમાં
બાપુભાઇ કુ. પટેલે આર્ય પ્રતિનિધિ સભા માટે છાપ્યું,
અને તે જ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૨૫-૧૧-૩૧.